# श्री वीरक्षेत्रे पडेली हडतालनी

# हकीकत.

શોખીલા સજ્જનોને માટે

વડોદરાવાસીબ્રહ્મક્ષત્રી લલ્લુભાઇ ઇચ્છારામ

એઓએ બનાવી છપાવી પ્રસીદ્ધ કરી.

અમદાવાદ- "હિંદુસ્તાન" પ્રિંટીગ પ્રેસ

માં પ્રેમચંદ કસ્તુરચંદે છાપી.

સંવત ૧૯૪૫ સને ૧૮૮૯

કિંમત ૦-૧-૬

# સુચના.



સ્ટાંપ કાયદાથી બનેલો કેસ, સ્ટાંપ નિબંધ સંવત ૧૯૪૨ માં શ્રીમંત સરકાર હજુરમાં મંજુર થયા પછી જોઇ વિચારીને અમલ કરવો, એ અધિકારી મંડળના હસ્તકમાં હતું. પણ મુખ્ય ફેરફાર કરવાનું શ્રીમંત મહારાજાની સ્તામાં છે. આ કાયદાનો અમલ રૈયત ઉપર બેસાડતાં, તમામ વેપારી તથા રૈયત તરફથી સંવત ૧૯૪૩ ની શાલમા એક અથવા વધુ અરજી કરવામાં આવી હશે? તે અરજીનો લાભ ન મળવાથી, અને અમલની તારીખ નજીક આવવાથી સંવત ૧૯૪૫ ના અશાડ વદ ૧૦ ઈસ્વિસન ૧૮૮૯ માહે આગષ્ટ તારીખ ૨૨ ને શોમવારથી માઝનોના આગેવાનોથી યા રૈયતના આદર્યા થકી હસે તે કેમ, તેતો જુગદીસ જાણે! પણ વડોદરામાં રૈયત વેપાર બંધ કરી દુકાનો અડકાવી તેર દીવસ સુધી બેઠા. અને તે તેર દીવસમાં શું શું બિના બની; તે આ બુકમાં બુદ્ધી પ્રમાણે પદ્યમાં પ્રકાસ કરી છે. તેથી આપ સદ્‌ગ્રહસ્થો આ બુકનો અનુભવ અવસ્ય લેસો? એ મારી વિનંતિ પુર્વક ભલામણ છે.

લલ્લુભાઈ કેહે છે. લ્યો રામ રામ! હે પ્રિયે મિત્રો! હવે હું રજા લેવુછું; પણ મારા યોગ કાંઇ કાર્યે હોયતો, જરા તસ્તિ લે (વચ્ચે સર્વ બોલી ઉઠે છે.)

મિત્રો—ઉભા રો હા ખાવ હા! તમારો મુકામ ક્યાં આગળ છે?

૩૯૮૨



લલ્લુભાઈ—અરે શિવ શિવા તમોતો સર્વ ભલા માણસ દીશોછો, હું મારા મકાન વિસેનું કેહેતો હતો, પણ તમો સહુ એકદમ વચે બોલી ઉઠયા, તે સું કહું મારૂ કપાળ!

મિત્રો—ભાઇ શાહેબ! એમ ક્રોધ શા વાસ્તે કરો છો? જરા જીવ નાભિયે રાખીને ફરમાવો.

લલ્લુભાઈ—અરે મિત્રો! જીવતો મારો નાભિયેજ છે; પણ તમો વચે વાત કરતાં બોલોછો તેથી મારે ક્રોધ કરવો પડયો. સમજ્યા કેની?

**મનહરછંદ**—ભૂતખંડ શુભ સ્થળ વસેછે અઢારે વર્ણ,
એવા વિરક્ષેત્ર[1] માહે, મારોતો મુકામ છે;
ચાંપાનેરી દરવાજે થકી છીપવાડે જતાં,
ઉતમ વકીલ પાંસ, જો જો મમ ધાંમ છે.
બ્રહ્મક્ષત્રીની જ્ઞાતિમા આપ્યો જન્મ ઇસમુને,
સુત ઈચ્છારામ તણો (લલ્લુભાઇ) નામ છે;
હાલતો ઉદ્યોગ કરૂં પાઘડીઓ[2] બાંધવાનો,
વળી કવ્ય કરવાની થોડી પોચે હાંમછે. ૧

લલ્લુભાઇ–લ્યો હમારા મકાનની બિના શાંભળી? અને હવે હું રજા લવુંછું તમો આ બુક વિચારજો.

મિત્રો—હાજી! શાંભળી! અને જાવ એમ હમારી જીભથી કેમ કેહેવાય? (લલ્લુભાઈ જાય છે).

---

૧ વડોદરૂ શેહેર. ૨ અમદાવાદી તથા એક નવી નોકની શાહોદરીયા પાઘડીઓ.

## વિનંતિ વીષે દોહેરા

કુંડાળા હું વીનવું, દે બુદ્ધી ગુણ શાર,
અલંકાર કર મોદીક, પ્રૌઢ ગતી એ નાર. ૧
શારદા[1]મા સિર નામુખું, વસ રસના શ્રી[2] આપ,
કુંવારી રતિ વેસ છો, હંસ[3] કુમત તું કાપ. ૨
મોક્ષ ગુરૂ સેવું સદા, જગ શાગર તન નાવ,
ઉતારો તે પારને, ચૂકાવિ યમ દાવ.[4] ૩
મગન ગુરૂ પદ વંદિયે, કાવ્ય તણાં શાહીક.[5]
કાંમ રૂપ ગત[6] શ્રી પતી,[7] વિદ્યા બુદ્ધ દાઈક.[8] ૪

### ગરબી ૧ લી.

ગાવગાવરે નરને નાર ગરબો સિંધવાઇનો—એ રાગ.

મળીયા ટોળે માઝન જન, દુકાંનો બંધ રાખી,
ધરી ટીકીટોનો ત્રાસ, દુકાનો બંધ રાખી.-ટેક.
શ્રીમંત મહારાજે સ્ટાંપ[9] નિબંધને કીધો જ્યારે પશારરે,
માઝન રૈયત સર્વ મળીને, દીધાં દુકાંનોના દ્વાર; દુકાં. ૧
રૈયત માંઝન ભેળાં થૈને, કીધો વિચાર મનરે,
દીવાંન શાહેબની કોરટે આવ્યા, મુખે કેહેતા ધન ધન; દુકાં ૨
સર્વ માંઝન એકે કાળે, પ્રેમે કર્યો નમસ્કાર રે,
પણ જોયતો કાંઇ લાભ મળ્યો નહીં, પાછા વળ્યા તે વાર; દુ. ૩
પછી માજી*શાહેબના બંગલે આવી, ઉભા કરિ જયકાર રે,
રૈયત ઉપર મેહેર કરી, કર્યો પાંણી વિગ્રે સતકાર; દુ. ૪

---

૧સારદા. ૨લક્ષ્મી, ૩હંસનું વાહન. ૪પેચ. ૫શાહાય કરના ર. ૬ ગતી. ૭લક્ષ્મીપતી ૮આપનારા. ૯શ્રીમંત સરકાર ગાયકવાડના સકાનો કાગળ. * જમનાબાઇ સાહેબ.

શારી રીતે સમજાવી માઝનને, આપી ધીરજ અપારરે,
રીત પ્રમાંણે વૃતજો તમો, રૈયત મારી ગુંણકાર; દુ. ૫
વળતી જમનાબાઇ સાહેબને, માઝને નમન કીધરે,
મારગે સંકલ્પ કરતા ચાલ્યા, અર્થ થશે હવે સીધ; દુ. ૬
ભેંશાણાંનાં ઝાંપા આગળ, કાછીઆવાડી બેસરે,
માંઝન મંડળે વિચાર કરવા, તેમાં કર્યો પરવેસ; દુ. ૭
મુકામ વાડીમાં કરવાથી, કાછીઆ થયા હર્ખવાનરે,
માઝનની જળ આદીસેવા કરી, શારૂ આપ્યુ સનમાંન; દુ. ૮
પછે માઝન સરવે ટોળે મળિયા, વિચાર કરવા તે વારરે,
ભાઈયો સમ્ય પૂર્ણ થયો, માટે કાલે પધારો આ ઠાર, દુ. ૯
પેહેલા દીવસે વાત બની આ, વિચાર કરજો મનરે,
મગનલાલનો સિષ્ય કહે પછી, સભા થઈ વિશ્રજન. દુ. ૧૦

## ગરબી ૨ જી, દેશી ચાલની.

માઝન કરતા ફટ્ટકાર, મગનમોદી ફુટયો છે,
વળી દેતા મુખથી ગાળ, મગનમોદી ફુટયો છે. ટેક
મગન મોદીની બીજા દિવસે, થૈ નાનસ્તી અપારરે,
માઝનજન સહુ મળિયા ટોળે, ગોષ્ટી કરવા સાર; મગન. ૧
તેમાંથી અર્ધા માઝન લોકો, કાછીઆવાડીએ જાયરે,
અર્ધા રહ્યાછે માંડવી ચોકે, તેનો કહું મહીમાય; મગન. ૨
અરસપરસ સહુ ગોષ્ટી કરતા, ટોળે મળી શુખ ભરેરે,
તેવામાં શાહેબ ભાટ વડે કર, આવ્યા આણી ઉરમેહેર; મ. ૩
પોતે પોલીસ શુપરીન્ટેન્ડની, કોરટમાં તે વારરે,
સેઠીઆ વર્ગને બોલાવીને, કોશલ કરતા અપાર; મ. ૪

અરસપરસ પ્રતિઉત્તર થાતાં, એમ થયું નિરા કારરે;
મહારાજાની મંજુરી વિના, થૈ ચાર કલમ× ફેરફાર; મ. ૫
એવો સ્વાલ આવ્યો મમકાને, નવઘર શો કો ભિતરે,
વડોદ્રાવત્સલ સાહેબ પણ, છાપે અગત્યનું નિત; મ. ૬
વળી બે દીવસ શાહેબ દીનશા, શ્રમલેઈ રચતા ઉપયરે,
સમજાવે ઘણું હેત પ્રિતશું, રૈયત નવ મનાય; મ. ૭
હવેભાટવડે કર શાહેબ પોતે, કરી કચેરીનો લાગરે,
રૈયતનું મનશાંત થયું નહી, ઉઠી ચાલ્યા માહાભાગ; મ. ૮
આગળ ચાલતાં ભાટવડેકર, સાહેબ ધારી હીતરે,
સરકારી બેંહેંક માંહે પધારયા, અધીકારી મંડળ સહીત મ. ૯
વળી માંઝન મંડળીને પોતે, ઊપદેસી બહુપેરરે,
માંઝન કહે સ્ટાંપ બંધ કરોતો, રૈયત રહેશુખ ભેર; મગન ૧૦
એવામાં ફનવી સાહેબ પણ. આંણી રૈઅતપર મેહેરરે,
એજ બેંહેંકમાં પધારીને, સમજાવે બહું પેર; મગન ૧૧
પણ સેઠીઆ ને માઝન મંડળ, તૃપતકો નવ થાયરે,
રૈયત સરકારી વાડાથી,* લારીપર શુધી ભટ કાય૧; મગન ૧૨
રૈયત દળ બહું ટોળે મળિયું. ગણતાં ન આંવે પારરે,
ચાળી અધર ચાલી જાય, કોઈ શુંણે નહી પોકાર; મગન ૧૩
ટોળે ટોળાં મળી વાતો કરતાં, પગ દુઃખ્યા અપારરે,
સમય ચુકાવ્યો ને અર્થ સર્યો નહી, કરતા એમ વિચાર; મ. ૧૪
એવે સેઠ હરિભક્ત તરફથી, આવ્યા ૨કેસવલાલરે,

---

× કાયદા. *સરકારી હવેલીથી. ૧ આંમ તેમ ફરે છે.
૨ કેસવલાલ ચંદેરીથી ઓળખાય છે.

માઝન મંડળ સર્વે લેઇને, ચાલ્યા બુદ્ધી વિશાલ; મગન ૧૫
આવી વાડીમાં પડાવ નાખ્યો, ખાલી નહિ કાંઇ ધર્મરે,
રજ તણું આ ગજ થૈ પડીયું, મળી અઢારે વર્ણ; મગન. ૧૬
તે વેળા ખાનબાહાદુર દીનશા, આવ્યા સમજાવા કાજરે,
પણ રૈયત આગળ નવ ચાલ્યું, થૈને ગયા નાગાજ; મ. ૧૭
માઝન કહે ભાઇ વિચાર કરતાં, રવી પોચ્યો નિજ ધાંમરે,
કાલે શુજન રાખી સમરથી, પધારજો આ ઠાંમ; મગન. ૧૮
એમ કહીને માઝન સઘળા, પોચ્યા નિજ નિજ ઘેરરે,
બુદ્ધી શાગર દીવાન બાહાદુરે, સી કરી જુવોને પેર. મગન. ૧૯
રૈયત કેરો મેળો ન્યાળી, સંત્રીનો સેંકડો એકરે,
સેહેર માંડવી મધે ચોકી, મુકી કરી વીવેક. મગન. ૨૦
વળી પોલીસના સીપાઇયો પણ, ફર્તા ચૌટાપોળરે;
ખરેખરો બંદોબસ્ત કીધો, જોઈ માઝનનો ડોળ; મગન. ૨૧
વળી દીવાન શાહેબે રૈયત ઉપર, આંણી મેહેર નિરધારરે;
ચકલે ચકલે કંત્રાટ આપી, કઢાવી દુકાનો અપાર. મગન. ૨૨
ઘ્રત તેલને દાંણાં મોંઘા ટકેસેરતો શાકરે,
સેરતણું સવાસેર થાયે, ફર્તા ગાડાં અથાક. મગન. ૨૩
ગાંમ તણાં વેપારી લોકો, ના વેચે કોઇ માલરે,
મગનલાલનો સિષ્ય પુછે તો, કે'છે પડી હડતાલ. મગન. ૨૪

## ગરબો ૩ જો. સીતાજીના મહીનાનો રાગ.

નિમ્યા ભાસણ કરવાને કાજ, મગનલાલને,
કરી રૈયત લોકે વિચાર, શારી જોઇ ચાલને; ટેક.

ત્રીજા દીવસે મળીઆ લોક, ભાનું÷ શીર આવિયો;
રાંક રૈયત જુવો આ કાળર[2], ખેલ મચાવીયો;
સેઠીયા સહિત માંઝન જન, વાડીમા આવિયા,
નિમ્યા આસને બેસી તેવાર, વિચાર ફેલાવિયા; નિમ્યા ૧
તેવે ઝવેરી ઉત્તમચંદ, ત્યાંહે પધારિયા,
લેઈ માંઝન સર્વનો પાર, વિચાર પશારિયા;
થવું છું સર્વ તણો આગેવાન, માઝન રજા દીજીયે,
કરવા માહારાજજીને અરજ, ગોષ્ટિ કીજીયે; નિમ્યા, ૨
ઉત્તમચંદ ઝવેરીનું જાણ, માંઝને મન લહ્યું
પછી ક્રોધ કરીને તેવાર, +સપષ્ટ ના કહ્યું;
એકે કાળે ઉઠી સહુ જન, ઝવેરીપર[૪] જૈ પડયા,
કર્યો કુસબ્દનો પરજંન, જાણે ગ્રેહે નવે નડયા. નિમ્યા, ૩
લાગ્યા કરવાને કુંદીરે પાક, શુકન આડા આવિયા,
ઉત્તમચંદને માઝન હાથ, થકી બચાવિયા;
પ્રભૂ ઈચ્છાથી મગન વ્યાસ, માઝન પેરંગ જોવા ગયા,
જોઈ ઝવેરી ઉપર કોપ, તર્ત ઉભા થયા; નિમ્યા, ૪
દેઈ સીક્ષા નિતીરે સબંધ, ક્રોધ સમાવિયો,
કરી શાંત સ્વરવના મંન, ઠાઠ *જમાવિયો;
પછી મળીને શેઠીયા સર્વ, અશ પશ બોલીયા,
કહો બાઇયો કરીશું કેમ, વિચારોમાં ડોલીયા; નિમ્યા, ૫
અરે અસંખ્ય મળિયાં આજન, કાંને સબ્દ ના અડે,
કદી કહિએ જો કરી પોકાર, તો તો વિઘ્નો પડે;

÷ સૂર્યે. ૨ આસમય. + ખુલ્લુ. ૪ ઉત્તમચંદ ઝવેરી. ૫ હેવાલ
* તેવીને તેવી સભા.

પછી માઝને ફરી વિચાર જાણી ખરા ક્રિમીયા,
વ્યાસ મગન બાપુજીને જાણુ, ભાશણુ કરવા નિમીયા;૨
પછે વ્યાસે ઉઠીને તે વાર, અમલ* બજાવિયો,
રીતે બેસાડી સભાના જન, સમો સહુને ભાવિયો;
સેઠીયા કહે માંહોમાય, એમ ઠરાવિયે,
શ્રીમંત માહારાજને નિલગઙ, તાર કરાવિયે નિમ્યા; ૭
પછી ભાસણુ કરતાને જાંણુ, શેઠોયે ચેતાવિયા,
કરો માઝનનેરે શુ ચેત, સબ્દો બતાવીયા;
ત્યારે કૃપા કરીનેરે વ્યાસ, ઉઠયા મંદમંદ હસી,
માઝન સભાને ચેતાવા કાજ, ઉભા કમર કસી; નિમ્યા ૮
જેમ તારા મંડળમાંરે ચંદ્ર, એમ ઓપતા,
નવે ગ્રેહે માહી જેમ આદીત, એથી વધુ શોભતા;

---

૨ ઠરાવ્યા. *, હક અર્થાત્‌ત્યક તે વેળાએ સર્વે માઝનને વ્યાસજી મગનલાલ બાપુજીએ કહ્યું કે, શાંભળો મારા પ્રિયે મિત્રો ? તમો સર્વ મળીને મને ભાસણુ કરવા ઠરાવ્યો; પણુ હું સરકાર વિરૂધ વાત કરનાર નથી તેમ તમારા અલાભનું પણુ ભાસણુ કરનાર નથી, ટુંકામાં એજકે હું બંન્યે પક્ષાના હીતનું વિવેચન કરીસ! જો તમો ને ખરેખર મારા ઉપર ભરૂંસો હોયતો હા કહો, નહીંતો મને પ્રથમથીજ મના કરો. મારે કાંઇ પૈ કોઇને દેવી નથીકે લેવી નથી. તેવારે સર્વ માઝન એકે કાળે એક સબ્દથી કીર (પોપટ) ની પેઠે બોલી ઉઠયાકે અરે હે! વ્યાસ! હમોને તમારો પકો વિસવાસ છે કે, સરકારનો તથા અમારા ઘેર લાભનો ઉચ્ચાર તમો કરનારજ નથી. ૪. રવી આખી પૃથ્વી માં ઉજેસ કરનાર.

જેમ શુર[1] સભા ની મોઝાર, બ્રેહેસ્પતી ડોલતા,
તેમ માઝન મંડળ માહ, વ્યાસજી બોલતા; નિમ્યાં. ૯
ઘણા નર્મ ને મિષ્ટ વચન, પ્યારાં લાગેછે.
બની સભાગઈ ચિત્રકાર, દુઃખડાં ભાગેછે;
કરી ઊંચો પોતાનો હાથ જય રેબોલાવિને,
શુંણો માઝન મંડળ વેણ, કાન અડાવીને. નિમ્યા. ૧૦
અગ્રાધીશો કહે છે એમ, કાંપમાં ચાલિયે,
માહારાજાને તાર થકીજ, વધાવી આલિયે;
એવો પડયો કાંને જ્યારે સ્વાલ, સર્વ ઉભા થયા,
અગ્રાધીશો સહીત માંઝન, સહુ કાંપમાં ગયા,નિમ્યા. ૧૧
સરકારી જે તાર હોશીસ, તેમાં પધારિયા,
કર્યો ભૂપતને પ્રીતે તાર, દુઃખો વિદારીયા;
એક એક શું કરતારે વાત, કાંપથી ચાલિયા,
ભાસણ કરતા સહીત માઝન, વાડીમાં માહાલિયા; નિ ૧૨
પછે તાર તણી જે રસીટ, વિગ્રે જે પત્ર છે,
કેસવલાલ ચંદેરીને જાંણુ, આપ્યુ સરવત્ર છે;
પછે અગ્રાધીશો કેહે છે વ્યાસ, કરૂણાં લાવિયે,
તાર તણું તો સહુ વ્રતમાંન, સભાને સંભળાવિયે, નિ. ૧૩
અગ્રાધિશોના કેહેણાથી તર્ત, ઉંચો કરી હાથને;
રસીક વાણી કરી પસાર, મેળવ્યો સાથને,
કાલે તાર તણો સમાચાર, સરવે પાંમસ્યો,

---

૧ દેવતાવો. રેબોલો જાુગદીસની જે, આવી એમને શું ટેવ હતી, તેથી થોડું ભાસણ કરે ને જે બોલાવે.

આ ટેકાંણે ધરિરે સુસંપ, સભામાં જે જામસ્યો; નિમ્યા. ૧૪
એવે પધારી સંજ્યાકાળ, આથમિયો દન છે,
પછી વ્યાસે બોલાવી ત્યાં ૧જે, ખુશી થયા જન છે;
કેંછે ભાસણ કરતાનો સીષ્ય, લલ્લુરામ×રે,
કર્યો માઝનજને તે વાર, +કુચ મુકાંમરે. નિમ્યા. ૧૫

---

## ગરબી ૪ થી રાગ મેવાડો. ગરબાની ચાલ.

સંકલ્પ શ્રી હરીએ કર્યો, મન મંજરીરે,—એ રાગ.
કીધો ભૂપતને છે તાર, કૃપા ઉર લાવશેરે,
ચાલ્યા માઝન કર્તા *તર્ક, તાર આજ આવશેરે. ટેક.
ચોથે દિવશે માઝન જન, પ્રાતઃ કાલ મારે,
આવ્યા વાડીમાં શહુ સાથ, દુઃખી બેહાલમારે:
તેવે વાડીની મોઝાર, તારતો આવિયોરે,
સર્વે માઝન મનની માંહ, ખરેખર ભાવિયોરે; કીધો. ભૂ ૧
અગ્રાધીશોના કેહેવાથી, વ્યાસે સહી કરીરે
વળતી લીધો પોતે તાર, પાંસ રાખ્યો ઠરીરે;
તેવે કેસવલાલ ચંદેરી, વાડીમાં આવીનેરે,
બોલ્યા ભાસણ કરતા સાથ, ગોષ્ટ જમાવીનેરે, કીધો ભૂ ૨
અરે વ્યાસ આવ્યો જે તાર, મુજને જે આપીયેરે;
ફોડયા વિગરનો આ વાર, વચન મમ *સ્થાપિયેરે;
કેશવલાલને કહેછે વ્યાસ, આપ સંશે ખુવોરે.

---

૧ જય જુગદીસની. +કાછીયાવાડીનો ત્યાગ કરી સહુ માઝનો પોતપોતાને ઘેર ગયા. *અવનવા વિચારોની ગોઠવણ.

ક્યો આ ફોડ્યા વિગરનો તાર માઝનોસહુ જુવોરે. કીધો ભૂ. ૩
કેશવલાલે લેઇને તાર, સભામાં ફોડીયોરે,
ત્યાંણી અંદરનો એક પત્ર, વિચાર દોડિયોરે;
પછે વિદ્વાની કેરી પાસ, તાર વંચાવીયોરે;
તેનો ગુજરાતીમાં અર્થ, પોતે લખાવિયોરે; કીધો ભૂ. ૪
વળતી કેહે છે કેસવલાલ, વ્યાસને તાર દઈરે,
સંભળાવો મંડળને તાર, આપ ઉભા થઇરે;
એવાં વાક્ય શુંણ્યા તતકાલ, સભાની મધ્ય ગયારે,
તાર તણાં તો વૃતમાન, સભાને સહુ કહયારે; કીધો ભૂ. ૫
ખરી ઈચ્છા હોય જો મન, ફોડોને આ ઘડીરે,
ચાંલા કોડીમાં રસહુ સાથ, મુકો વાડી પડીરે;
ત્યારે સર્વે માઝન જન, મનમાં મહાલીયારે,
અગ્રાધીશ સહીત મહાઝન, વ્યાસજી ચાલીયારે. કીધો ભૂ. ૬
આવ્યા દીવાન સાહેબ પાસ, ઉભા નમન કરીરે,
પ્રિતે સંભળાવોને તાર, રૈવત એમ ઓચરીરે;
દીવાન બાહાદુર તેણીવાર, કરૂણા લાવતારે,
પોતે ઇટરપીટર[૩] પાંસ, તાર વંચાવતારે. કીધો ભુ. ૭
તે વેળા ત્યેના મેહેરબાન, સેઠ ખરસદજીરે,
વળી મણીભાઈ જસભાઈ, અને મુનસબજીરે;
એ વિધે અધીકારી જન, સહુ ત્યાંતો હતારે
જોઇ રૈવતનો જમાવે, સર્વ ખુસી થતારે. કીધો ભુ. ૮

---

૧ ઇંગરેજી ભણેલ પાંસે. [૨]દીવાનશાહેબ વિગરે કચેરીઓનો વિશ્રામ છે ત્યાં. ૩કારકુન.

તે વેળા અગ્રાધીસ, ધણી વિનંતી કરેરે,
દીવાંનબાહાદુરની કરજોડ, પણ અર્થ ના સરેરે;
કેછે દીવાન સાહેબ આપ, સમાન સાંભળોરે
કરો સ્ટાંપને અંગીકાર, નહિતો પાછા વળોરે; કીધો ભૂ. ૯
વળી ઉપરના અધિકારી, સર્વે ભેળા મળીરે,
કરતાં બન્યો પક્ષ સમજુત, શ્રમ ગયો ટળીરે;
માઝન કરતા મન અપસોસ, અર્થ કંઇના સર્યારે,
કરિ હાકેમને પ્રણાંમ, સર્વે પાછા ફર્યારે, કીધો ભૂ. ૧૦
ત્યાંથી માજીસાહેબ પાંસ, આવી અરજ કરીરે,
આવ્યા વાડીની મોઝાર; કષ્ટે સમરી હરીરે;
બેસી નિર્મલા આસન, માઝન ડોલિયારે,
કહો ભાઇ શા કરવા ઉપાય, અગ્રાધિશ બોલિયારે; કી. ૧૧
અરે ઉઠી મગનલાલ, ઝપા ઉર લાવિયેરે,
કીધું દીવાંન સાહેબે જેહ, તેહ સંભળાવિયેરે;
તે વેળા લાવી પ્રેમ, તર્ત ઉભા થયારે,
બોલાવી જુગદીસની જય, પછી સહુ સ્થિર રહયારે; કી. ૧૨
શુંણી સર્વે માઝનજન, આપ વિચારજોરે,
દીવાંનસાહેબે જે કીધ, હીરદે ધારજોરે;
કેછે વેચો જૈને માલ, દુકાંનો કાહાડીનેરે,
શું બેઠાછો ડાહ્યા જન, મમત્ત* માંડીનેરે; કીધો ભુ. ૧૩
એવું શુણતાં માઝન લોક, ધાંટો પાડીનેરે,
ઉઠયા કળકળી સહુ સાથ, નેત્રો તાડીનેરે;

---

હઠ*

એવા માથે લૈને કર, નથી કાંઈ નાસવુ રે,
હાવે છંછેડીને સિંહ, કહો કેમ ત્રાસવું રે, કીધોભૂ, ૧
તેવે આગ્રાધીશે મન, ઘણું પસ્તાયછેરે,
નથી મળતા રાંમને દાંમ, દુઃખીયા થાયછેરે;
એવિ કરતા સઘળા વાત, શ્રમ વ્રથા ગયોરે,
પછે રાખી મુળતવી ગોષ્ટ, જ્યારે દીવસ ગયોરે, કીધો ભૂ, ૧૫
ઉઠ્યા એક વખત હે વ્યાસ, મંડળ ચેતાવવારે,
કાલે આવે આંણે ઠાર, ગોષ્ટ જમાવવારે;
વળી દુકાંનો છે તેમ, બંધતો રાખવીરે
જોજો માઝન હુકમપર, ધૂળ ના નાખવીરે; કીધો ભૂ, ૧૬
ભાષણ કરતાએ તો તેમ, વાક્ય સઘળાં કહ્યાંરે
માઝન મંડળ થૈ એકચિત, વચન સર્વે લહયાંરે;
કે છે મગનલાનો સિષ્ય, પછી ઉભા થયારે,
લલ્લુ પઘડ બંધ સહીત, માઝનો ઘેર ગયારે. કીધો ભૂ ૧૭

## ગરબો, ૫ મો.

ગોરમા સીદ આલ્યો અવતાર, કે નાગરી[1] નાતમારે લોલ એ રાગ.

ગુણનિધી સિયાજીરાવ, કૃપા નવ લાવિયારે લોલ.
કીધા માઝને ત્રણ તાર, તોય ન આવિયારે, લોલ. ટેક
એક દીવસે માઝનને, દીવાને બોલાવિયારે લોલ.
રૈયત આગ્રાધીસ સહીત, બંગલે આવિયારે લોલ;
ઉભા પ્રિતે કરી પ્રણાંમ, જોડી હાથનેરે લોલ.
દીવાંન સાહેબ કેછે એમ, સઘળા સાથનેરે લોલ; ગુણનિ. ૧

---

૧ નાગર બ્રાહ્મણ.

મારૂ માન્ય રાખો આ વાર, દુકાનો કહાડીનેરે લોલ,
બોલ્યા મહાજન એકે કાળે, ધાંટો પાડીનેરે લોલ;
નાના નહી કાહાડી એ દુકાંનો, કોડ ઉપાય કરોરે લોલ,
ચાયતો કહાડો નગ્રથી બહાર કે, ધન્ય સધળુ હરોરેલોલ; ગુણુ ૨
કરી ક્રોધ દીવાન સાહેબ, અગ્રાધીસને કહેરેલોલ,
કેમ નથી પાળતા વેણુ, બુદ્ધિ કયાં વહેરે લોલ;
બોલ્યા હરિભક્તિ જોઈને નેત્ર, શાહેબ શું કરૂંરે લોલ,
કીધું સમજાવી બહું પેર, હવે હમે ડરૂંરે લોલ. ગુણુનિ ૩
સર્વે કરી સામટો ક્રોધ, કુંદીપાક કરેરે લોલ,
માર પંદરમુ રત્ન, એથી સહુ ડરેરે લોલ;
વળી સમજાવીશું આજ, દુકાનો ખોલવારે લોલ
હરિભકિત પ્રતે દીવાન, લાગ્યા બોલવારે લોલ ગુણુનિ ૪
વારૂ ઉઘાડો દુકાંનો; નહિતો જોયશુંરે લોલ,
રૈયત એક એકને કરે વાત, વખત આ ખોઈશુંરે લોલ
વળતી દીવાન સાહેબને, નમસ્કાર કરીરે લોલ,
આગ્રાધીશો સહીત માંઝન, વહયા પાછા ફરીરે લોલ, ગુણુ, ૫
આવી વાડીની મોઝાર, એમ મુકરર કર્યુંરે લોલ
કાલે ના આવો આ જાગ, જુવો માઝન ડર્યુંરે લોલ
દુકાનો તો બંધ કરીને, તાળુ વાસવુંરેલોલ;
આવે સરકારી સીપાઈ, તેથી ના ત્રાસવુંરે લોલ; ગુણુ ૬
આગ્રાધીશોના કેહેવાથી, બ્યાસ ઉભા થયારે લોલ,
માઝન મંડળને વિચાર, સર્વ પોતે કહ્યારે લોલ;
વળતી વાડીનો કરી ત્યાગ, મનમાં માહાલતારે લોલ;
દેઇ એક એકને કરતાર, નિજ ઘેર ચાલતારે લોલ. ગુણુ ૭

બીજાં દીવસે વાગ્યા પાંચ, જુવો બપોર પછીરે લોલ,
હરિ ભક્તિને તો ધામ, ધુમ મચી૧ અછીરે લોલ;
કે છે ઉઘડાવો દુકાનો, આખા ગામનીરે લોલ,
જો હોયે ઉરમાં આસ, પોતીકા નામનીરે લોલ; ગુણ ૮
હરિ ભક્તિ કહે સાહેબ, અમે હારયા મથીરે લોલ
નથી ઉઘાડતા દુકાનો, કહીએ શું કથીરે લોલ;
તે વેળા માઝન જન, પારેખ ઓળમારે લોલ,
થયા ભેગા જોવા ખેલ, પોતીકા ડોળમારે લોલ. ગુણ ૯
કરતા એક એક શું સહુ વાત, જુવો શું થાય છે રે લોલ,
દીવાન સાહેબે તો કોપ, કર્યો જણાય છે રે લોલ;
હરિ ભક્તિના માણુસ, દીઠો એક તે સમેરે લોલ.
રાખી સીપાઈઓને પાસ, ઘેરે ઘેર ભમેરે લોલ. ગુણ ૧૦
સર્વે ઉઘાડો દુકાનો, કે છે હાસ કરીરે લોલ,
ના કોઇ ઉઘાડસ્યો દુકાનો, અર્થ એમ થાય વરીરે લોલ;
એમ પોલીસના ફરવાથી, દુકાનો ન ઉઘડીરે લોલ,
થાસે દંગો સર્વને મન, એવી ભ્રાંતજ પડીરે લોલ. ગુણ ૧૧
કે' શું પડશે શેહેરમાં ધાડ, ચિત્ત વંટોળે* હર્યુંરે લોલ.
નવ ઉઘાડીયો દુકાનો, સન્ય પાછું ફરયુંરે લોલ,
કે છે મગનલાલનો સિષ્ય, પછીથી શું થયુંરે લોલ,
લલ્લુ કહે આથમિયો દીનને માઝન ઘેર ગયુરે લોલ. ગુણ ૧૨

---

૧ અધીકારીઓ તથા પોલીસના સીપાઈયો વિગરે માઝનોની ઠઠ ભરાઈ. * વંટોળીયે.

## ગરબો ૬ ઠો.

રઘુપતીરામ રૂદેમાં રહેજોરે. એ રાગ.

દીસે શેહેર જુવો ભયંકર કેવુંરે, કર્યું માઝને ફત આશ્ચર્ય જેવુંરે.
નથી ઉઘાડતા કો દુકાનોરે, રાખી મનમાની મત્તમાનોરે;
સ્ટાંપ ચાલવા દૈશું શાનો, દીસે શેહેર જુવો. ૧
આવે શ્રીમંત સરકાર જ્યારેરે જૈને અરજ કરી શું ત્યારેરે;
ચાયતો તે જીવાડે કે મારેરે, દીસે સેહેર જુવો. ૨
માઝન ભેગા થઈ મદ માતારે, આવી ગોષ્ટી કરી ખુશ થાતારે
નિત બંગલેને વાડીએ જાતા, દીસે શેહેર જુવો. ૩
કાછીઆનો તો માલ બગડીયોરે, ખાવા તેને કરે સ્વાંઢ હડીયોરે
પણ ખાજ્યો ન રહે કોઈ દડીયો૧, દીસે સેહેર જુવો,૪
દુધ દહિવાળા થયા માતારે, એતો જાહેર વેચી ખાતારે;
નોકરિયાટ ફરે થૈ રાતારે, દીસે સેહેર જુવો. ૫
શ્લાટ દરજી તે ઉદ્યોગ ખોઈરે, બેઠા નાણાંવટી વાટય જોઈરે
રહ્યા તંબોળી લોકો રોઈ, દીસે સેહેર જુવો, ૬
સહુ માઝન તો સંપ સાધી, બેઠા દુકાનો અટકાવી બાધીરે;
તેથી નિર્ધને ખોટ તો ખાધી, દીસે સેહેર જુવો, ૭
થયું રૈયતને કષ્ટ ભારીરે, લુંટી લૈને નાખે જેમ મારીરે;
કાપે રાસ કુવામાં ઉતારી, દીસે સેહેર જુવો. ૮
વળી ડસે પનંગ÷ આવી માથેરે, ડંખે સસ્ત્ર૩ વિછી મળી સાથે,
નાંખ્યા વહની+મા ઉચકીને નાથે, દીસે સેહેર. ૯
આપ્યુ રેહેવા મંદીર તે બાળેરે, ક્ષુધાતુરને પાછો વાળેરે;
છતા ધણીએ રંડાપો ગાળે. દીસે રેહેર જુંવો, ૧૦

---

૧. જમણવાર. ÷ સર્પ. ૩. હજાર. +. અગ્ની.

એથી નગ્ર દીસે શું નું કેવું રે, લુંણ વિનાનું અન્ન હોય એવું રે
દિપક વિનાનું મંદીર જેવું. દીસે સેહેર જુવો, ૧૧
નારી વિના પુરૂષ દીસે હે વારે, જર વિના જનમ પણ તે વારે
ભાવ રહિત કરિયે જેમ સેવા. દીસે સેહેર જુવો, ૧૨
દુકાંનો બંધથી સેહેર એવું રે, નહી ભૂપત તે શું કહેવું રે
માત તાત વિના બાળ જેવું. દીસે સેહેર જુવો, ૧૩
સેહેર ભાસે છે એવું માઠું, લોક નગ્ર મુકી જાણે નાઠું રે;
કુષ્ટ પીઠ તણું જેમ પાઠું. દીસે સેહેર જુવો, ૧૪
ચૌટે જવાની ઇચ્છા ન થાયરે, જાણે કેમથી આવીને ખાયેરે,
ગામ રૈયત ઘણી પિડાયો, દીસે સેહેર જુંવો, ૧૫
એવો તેર દીવસ બન્યો તાળેરે, જાણે આવ્યો શું પ્રલેકાળરે;
પ્રભૂ હવે તો લેજો સંભાળ. દીસે સેહેર જુવો, ૧૬
આવ્યો પ્રજા તણો દીન સીધોરે, માઝન ભેળા થૈ વિચાર કીધોરે
તેમા મોતી લાલે[1] યસલીધો: દીસે સેહેર જુવો, ૧૭
તેર દીવસ હડતાલ પાડીરે બેઠા આખર દુકાનો કાહાડીરે;
જુવો આતે મતી કેવી આડી. દીસે સેહેર જુવો, ૧૮
ખોયું દહિં ને દુધતો હાથેરે, નાખી ધુળ ભાણામાં સૌશાથેરે
જો જો સ્ટાંપજ પડસે માથે. દીસે સેહેર જુવો ૧૯
ભાસણ કરતાએ રચી જે બાજીરેસેરો કરવા દીવાન થયારાજીરે,
ખોયા બે લાભ સેનાએ કાજી[2] દીસે સેહેર જુવો, ૨૦
દળીને ઢાંકણીમાં વાળ્યુરે, પોતે રહેતા તે ઘર બાળ્યુરે:
દેપું ભાગીને ધુળ કરી ભાળ્યું. દીસે સેહેર જુવો, ૨૧

૧ સરકારી તીજોરીના અધીકારી. ૨, ડાહ્યા